श्री
श्रीरामश्री
श्री

# भजनावळी.

॥ श्री रामचंद्रायनमः ॥

श्री कृष्णाश्रम स्वामीनी साह्यताथी,
છપાવી પ્રસીધ કરનાર.

દવે બાલાજી ભગવાનજી.

श्री.

રામરામ

રામરામરામ

રામરામરામ

રામરામ

રામરામરામરામ

રામરામરામ

રામરામરામરામરામ

રામરામરામરામ

રામરામરામરામરામરામ

રામરામરામરામરામ

રામરામરામરામરામરામરામ

રામરામરામરામરામરામ

રામરામરામરામરામરામરામરામ

રામરામરામરામરામરામરામરામ

રામરામરામરામરામરામરામરામરામ

રામરામરામરામરામરામરામરામરામરામ

મરામ

૪૯૫૬

# શ્રી ગુરુભ્યનમઃ

## શ્રી સંતમહારાજ પારસરામજીની

# ભજનાવળી

### ભુજંગી છંદ.

પરી પૂર્ણ છે પારસરામ સંત,
દીસે રામના અંશવાળા અનંત;
રઘુનાથની વાણી મુખે જણાણી,
ભજો ભાગ્યવાનો સદા રામ વાણી. ૧
કરો ચીત એકાગ્રથી સેવનાઓ,
ધરો ધ્યાનને સત્ય બુધી જમાઓ;
પરી પૂર્ણ થે પ્રેમ વાણી ભણાણી,
ભજો ભાગ્યવાનો સદા રામ વાણી. ૨
દીસે શાંત કાંતી પ્રભુ અંસ દેહ,
ગુરૂગમ્યથી મંત્ર જાપો તમેહ;
કરી સેવકોને સુખાળી કમાણી,
ભજો ભાગ્યવાનો સદા રામ વાણી. ૩
રૂડા મંડપે આપ બીરાજ થાઓ,

કથા કીર્ત્તન કાવ્ય કહે સાસ્ત્ર જાણી,
ભજો ભાગ્યવાનો સદા રામ વાણી. ૫
કરે જાપ્ય હૃદેસદા રામરામ,
અહોનીશ દીસે હીસે ઠામ ઠામ;
પરીપૂર્ણની હોડીયે આ ભરાણી,
ભજો ભાગ્યવાનો સદા રામ વાણી. ૬
સકળ શાસ્ત્ર પુરાણની વાત ભાખે,
મળી છે સભા મંડપે ભક્ત લાખે;
તે મધે મણી અર્ક જોતો પ્રજાળી,
ભજો ભાગ્યવાનો સદા રામ વાણી. ૭
ભજો અષ્ટક સહુ મળી સંત મુખે,
સદા જે સદા જે કહી રહોજ સુખે;
વદે ચર્ણ બાલો નમીનેજ વાણી,
ભજો ભાગ્યવાનો સદા રામ વાણી. ૮

## ભુજંગ ચતુષ્ટય.

તમોછો સદા સત્યવાદી વિવેક.
તમારીજ વાણી મુખે રામ એક;
ગુરૂ ગમ્યથી સદ્ય વાણી જવાળા,
જપુ સંત મહારાજની નિત્ય માળા

દયા ભાવથી આપી દો મુક્તી સારી;
ભજે ભાવથી રામ મુખે રસાળા.
જપુ સંત મહારાજની નિત્ય માળા. ૩
ગુરૂ સત્ય છો આપ મહારાજ સંત,
કરે દર્શથી દુર દુઃખો અનંત;
વદે બાલો મહારાજજી છે નરાળા,
જપુ સંત મહારાજની નિત્ય માળા. ૪

ભજન. ૧.

ભજન બીના કેતે ગયે જખમાર એ રાગ.

આનંદ ઓછવ આજ, રઘુવર આનંદ ઓછવ આજ. ટેક.
આનંદ ઓછવ આજ હમારે, મળીછે સંત સમાજ. રઘુ.૧
સંત સમાગમ ગુરૂ કૃપા મમ, મંડળીક દર્શ મહારાજ. રઘુ.૨
પારસરામજી પૂર્ણ મણી દીપો, રાખે શેવકની લાજ. રઘુ.૩
ગાન તાન બહુ માન સદા મન,રંગમંડપમાં અવાજ. રઘુ.૪
બક્તી પદારથ રામ સદારસ, આપેછે સહુને કાજ. રઘુ.૫
દશરથ સુત પુરણ પદરૂપે, નમે બાલો ચર્ણ આજ. રઘુ.૬

ભજન. ૨.

દીપોછો પારસરામ, મહારાજ મણી દીપોછો પારસરામ.ટેક.
કુંદન મુખ દીઠે સુખ પામ્યા,ચરણે ધરી સહુએ હામ. મ.૧
રામમંડપમાં આવી બીરાજો, રઘુવર રાખી લગામ.મહા. ૨
સિંહાસન સહુ સંતસમાગમ, સતગુરૂ રામને ધામ. મહા.૩
ગુરૂ પ્રતાપે રામ જપોછો, રાખી ચીત એક ઠામ. મહા.૪
સમાગમ શેવકને કરીયા, રટણ કરી શ્રીરામ. મહા. ૫
ભાવે ભક્તી કરો ી. રજની દીવસ આઠ જામ.મહા.૬

ભક્ત સમાગમ હરી ઇછાથી, સરવે ગામોગામ. મહા.૭
ચરણકમળમાં ભજન થાયે, બાલાજી મળીને તમામ.મહા.૮

ભજન. ૩.

પારસરામ પ્રતાપ, ભજન ચીત પારસરામ પ્રતાપ. ટેક.
મુક્તિ પદારથ સહુજન લેવા, શેવા કરે બહુ આપ.ભજન.૧
રામ પ્રતાપછે ચરણકમલમાં, શેવેથી દુર મહાપાપ. ભજન.૨
પારસરામજી પુર્ણ મણી દીપો, કર્યા મુખે રામજાપ.ભજ.૩
રામનામ મુખ રટત નિરંતર, તજી સહુ સંતાપ. ભજન.૪
અમદાવાદમાં આપ પધાર્યા, શેવકજનને કાજ.ભજન. ૫
શેવકજન તમ ચર્ણરજ સેવે; રજની દીવશ વિખ્યાત.ભ.૬
રામકૃપાનીધી ગુરૂની વાણી લીધી,રાખોજી બહુ કૃપાય. ભ.૭
ભજનચિત પ્રીત રાખે બાલો, ટાળી સર્વ અદાપ. ભજન.૮

ભજન. ૪.

નાથ તમે જાનતહાં સબ ઘટકી એ રાગ.

રામરસ પીયોને પ્યારા હમારા, ગુરૂ સંતસમાગમ સારા;
રામ રસ પીયોને પ્યારા હમારા. ટેક.
ગુરૂ સંતનનું ધ્યાન ધરીને, સમાગમ કરીયે સારા;
ગ્યાન મગન કરી વાણી રૂડી ચરી. રાખીયે રૂડા ધારા.રામ.૧
અમ્રત વાણી સદા કલ્યાણી, રટીયે સહુ જન દારા;
આપો આપની કીર્તિ સધારી, રાખીયે રજની સવારા.રામ.૨
રામ લક્ષ્મણ ભરથ શત્રુઘ્નન, સીતાજી માત હમારાં;
એરૂપ રંગમાં ફરીયે સદાનીજ, પુજીએ સહુ ઉપચારા.રામ.૩
પુરણ પદવી પામીયે પ્રાણી, રામ સ્મરણ બહુ વારા;
ચરણકમળમાં વંદીને બાલો, ગાય [illegible] તમારા.રામ.૪

### ભજન. ૫.

ગુરૂ સંત શેવક થઇયે આવી, કામક્રોધ માયાને તજાવી;
ગુરૂ સંત શેવક થઇયે આવી. ટેક.
સંતસમાગમ કરીયે સદાયે, હંકાર દઇયે દબાવી;
સાંત સ્વભાવે સાર સમજીયે, ચરણમાં રહીયે આવી. ગુ.૧
અમ્રત વાણી ધરીયે મુખે, પ્રભુના પાઠ કરાવી;
નીરમળ કામ કરીયે સુખે, હરીદે દુઃખ હઠાવી. ગુરૂ. ૨
સંસાર સુખતો નીરમળ થાયે, ધારા રૂડા જણાવી;
અંતકાળે હરી ચરણે રહીયે, શાસ્ત્ર કહે દરસાવી. ગુરૂ. ૩
મોહ મદીરા પીધી જેણે રામની, તેણેતો કીરતી જગાવી;
સંત મહારાજ ગુરૂજીને ભજીયે, બાલો કહે થઇએ ભાવી. ગુ.૪

### ભજન. ૬.

પ્રભુ નામ લઇને પ્રતાપી કહેવાયા, આવી ગુણ ગોવીંદના
ગાયા; પ્રભુ નામ લઇને પ્રતાપી કહેવાયા. ટેક.
પ્રભુ નામ લઇને ઘણું કષ્ટ સહીને, રામની વાણીમાં ધાયા;
ગોમતી ગંગા સરસ્વતી જુમના, તીરથ સરવે નાહ્યા. પ્રભુ.૧
ગુરૂગમ જાણી અમ્રત વાણી, કરીને શીષ્યો ભણાવ્યા;
પુરણ વિધા રામનામની, ઉપદેશ સહુને કરાવ્યા. પ્રભુ. ૨
નીરમળ વાણી વદીને ઉરમાં, ઉતારી સેવક સમજાવ્યા;
કામક્રોધ કુચાલ કપટમાંથી, દાસના દાસ દબાવ્યા. પ્રભુ. ૩
બ્રહ્મા વિષ્નુને માહેશ્વર, તે તણા ગુણ સુણાવ્યા;
સાંત સ્વભાવે સાર બતાવી, સંત સાજને જમાવ્યા. પ્રભુ. ૪
ઉદેશ આપી કષ્ટને કાપ્યા, રામાક્ષર મુખે રચાવ્યા;

નરનારી વૃદ્ધ બાળ સરવને, ભજન પુજનમાં મચાવ્યા.પ્ર.૫
આવીઆ ધામ ગુરૂજી વશીને, ગુણ વિદ્યાના થપાવ્યા;
બાલાજી રાજી થાયે રામરસ, પીવાને અખંડ ગણાવ્યા.
પ્રભુ. ૬

ભજન. ૭.

પારસમણી પારસરામ ગણાઓ, જાણી રામની સહુને
ભણાવો; પારસમણી પારસરામ ગણાઓ. ટેક.
આપ અનંત સંત ગુણનીધી, ગુણ હરીના જણાવો;
આસન બેશી અમૃત વાણી, વદી વદી જ્ઞાન સુણાવો.પા.૧
નીરમળ વાણી મુખે વદીને, સારા સાર સમજાવો;
ઉપદેશ આપી આજ સરવને, રામનું નામ ગજાવો. પા.૨
ધ્યાન ધરી કથા કીરતન રૂદયે, શાસ્ત્ર પુરાણ બતાવો;
કુબુધી કાપો રસરામ આપો, કુથળીયો સરવે કપાવો.પા.૩
આ જન શેવક આપણે ચાહે, કામ કૃતાર્થ કરાવો;
રામદવારે આવી નમેછે, તેને તો લાડલડાવો. પારસ. ૪
સતગુરૂ જાણી સરણે આવે, પાપના ઓઘ છોડાવો;
હરી ઇચ્છાથી આપ કૃપા થઇ, પુરણ સંતજી ભાવો.પા. ૫
રાજનગરમાં સહુ જન તાર્યા, લીધો હમે સહુ લાવો;
કામને ક્રોધ તજી નંખાવ્યા, દાસને દેવજી ભાવો. પારસ. ૬
રામ દવારે કર્યો કાશી આરો, તેમાં કાયા બોળાવો;
ગ્રંથ મહારાજ તણા ગુણ ગાઈ, જ્ઞાન દીપક દીપાવો.પા.૭
બાળક બુધીયે હરીને સમરીયે, રડો લઇયે નીજ માવો;
સકળ સભામાં બાલાજી રાજી, દેખીને આણંદ થાવો.પા.૮

### ભજન. ૯.

### ચાલો ડાકોરમાં જઈ વશીએ એ રાગ.

ગુરૂ વીસના વાશી, કીધુ રાજનગર તમે કાશીરે. ગુરૂ.
હટકેશ અંબાનું તેજ તમારે,છો બાળાપણુના ઉપાસીરે.ગુ.૧
પારસમણી ગુરૂ દ્વાર પધાર્યા, રટણ રામ અભ્યાસીરે. ગુ.૨
શ્રમ કરી સેવક જન સારૂ, કીધા તમે દાસદાસીરે. ગુ.૩
આવી ગુણ સહુ જનનેં કરાવ્યા, હતા સરવે ઉદાસીરે. ગુ.૪
શાસ્ત્રપુરાણના ધારા બતાવો, નમેછે સંત સન્યાસીરે. ગુ.૫
સાર અપાર મહીમા બહુ જાણો, સુણી થયા વિસવાશીરે.ગુ.૬
રામ રૂદયમાં રટણ કરોછો, વાણી લેવા સહુ પ્યાસીરે. ગુ.૭
સંત મહારાજના ગુણો ગાઇને,બાલો કહે જુવો તપાસીરે.ગુ.૮

### ભજન ૧૦.

ગુરૂ રામદ્વારે પધાર્યા, રઘુનાથના ગુણ વધાર્યારે. ગુરૂ.
રઘુનાથ મંદીર આવી દીપાવ્યું,મનડા સરવના ઠાર્યારે.ગુરૂ.૧
મંડપ વૈકુંઠપુરી કરીયું, શેવક જનને તાર્યાને. ગુરૂ. ૨
વાણી અમ્રત નીરમળ વદીને, દુષ્ટને દમતા વાર્યારે. ગુરૂ.૩
આયા અગણીત ગુણ ગુરૂના, કષ્ટથી સહુને ઉગાર્યારે.ગુરૂ.૪
જેજેકાર હુવોછે નગરમાં, રામરસ મુખમાં ઉતાર્યારે.ગુરૂ.૫
હર્ષના અંકુર ઉગ્યાછે આજે, રામથી જનને ઓધાર્યારે. ગુરૂ.૬
નરનારી વૃધ બાળ સનેહી, અમૃત નયને ધાર્યારે. ગુરૂ. ૭
બાલો વહાલો થઇને ગુરૂને, નમન કરીને સંભાર્યારે. ગુરૂ ૮

### ભજન. ૧૧.

ચાલો રામદ્વારે જઇયે, ગુરૂ ચરણામૃત નમી લઈયેરે;
ચાલો રામદ્વારે જઇયે. ટેક.

પ્રાતસકાળે સ્નાન કરીને, કાયા નીરમળ કરીયેરે. ચાલો.૧
પ્રેમ કરીને પાયે પડીયે, સનમુખ ધરી ધ્યાન રહીયેરે.ચા.૨
સાયંકાળે શાસ્ત્ર સમજવા, ગુરૂની હાજર થઇયેરે. ચા. ૩
ધ્યાન ધરી રસરામના પીવા, દુરગુણ દુર સહુ કરીનેરે.ચા.૪
હરી ઇછાની ગુરૂ વાણીથી, કામ ક્રોધ નવ ધરીયેરે. ચા.૫
પંચદેવની શ્રવણ કથા કરી, જ્ઞાનોની મુદ્રા વરીયેરે. ચા.૬
સરવે કષ્ટ કુથળીયો ત્યાગી,વાણી પ્રભુની મન ધરીયેરે.ચા.૭
આરતી થાયે ઓવારણા લઇયે,આણંદ મંગળ ગાઇયેરે.ચા.૮
ચરણકમળમાં સાષ્ટાંગ નમીયે, ગુરૂની આજ્ઞા લઇયેરે.ચા.૯
રામ દવારે બાલાજી વાણી, સુણીને રાજી થઇયેરે. ચા. ૧૦

ભજન. ૧૨.

હાંરે તમે હરી ગુણ ગાવા બતાવો,ગુરુ અમ્રત વાણી દીપાવોરે.
તમે હરી. ટેક.
આણંદ ઓછવ કરવા હમારે,જીણી વાણી રૂડી ભણાવોરે.ત.૧
ચરણામૃત લેવાને ચાઇયે, શાણા થઇ સમજાવોરે. તમે.૨
અલ્પ મતીછે અતી હમારી, સુખ કરવા સમજાવોરે.તમે.૩
સરવ દેવનાં સ્તુતીયો કરવા, દેહના દુઃખ સમાવોરે.તમે.૪
દાસના દાસને દયા કરીને, ધર્મના ધારા ધમાવોરે. તમે.૫
હરી ઇછાતો થાય સરવને, મુખે રામરામ જપાવોરે.તમે.૬
વિશંભરની વાણી મુખે, કરાને લઇએ લાવોરે. તમે. ૭
સકળ સભા મળી ગુરૂને નમીયે,બાલાજીને નીભાવોરે.તમે.૮

ભજન ૧૩.

**મારી નજરો આગળ રેજોરે નાગરનંદા એ રાગ.**

મારા રૂદયકમળમાં રેજોરે, પારસરામા;

મને બહુ ગુણ મુખમાં દેજોરે, સુંદર શામા. ટેક.
ગુણ ગ્રાહી છો ચીતચાહીછો, પુરણ પદવી પામ્યા. મારા.૧
સંતસમાગમે ઉપદેશ દોછો, ભજન ચીત કરવામાં. મારા.૨
અયોધ્યાપતીનો અંશ દીસેછે, દીસેછે તમ મનડામાં.મારા.૩
સાધુ સન્યાસીને અતી વૈરાગી, પતીતપાવન રામા. મારા.૪
નરનારી વૃધ બાળ સનેહીને, આપોછો ગુણગાવામાં.મારા.૫
સીતા પતીને ચીતમાં હારી, બાલો રહેછે નમવામાં. મારા. ૬

## ભજન. ૧૪.

પારસરામજીની વાણીરે, હઇયે લાગી, સુણી ભવની ભાવટ ભાગીરે; વાણી માગી. ટેક.
વાણી સુણીને સુખી થયા જન,જોઈ મહારાજની આંગી. પા.૧
સંતસમાગમ જાણો અગમનીગમ,પુરણ આપછોત્યાગી. પા.૨
શાસ્ત્રપુરાણોની સાખ સુણાવો, તે વાણી રૂદયમાં વાગી.પા ૩
કથાને કીરતન તનમન ધનમાં,દીશોછો પુરણ વેરાગી.પા.૪
કરૂણા કૃપાનીધી ઉપદેશ દોછો, જેછે જન અનુરાગી. પા.૫
દેવદેવાંગના રૂપ જણાવો, સીતાપતીના સોહાગી. પા. ૬
અદભુત લીલા દીપાવો ગુરૂ મમ, એ મુખ લઊછુ માગી.પા.૭
રામ રટણમાં હરનીશ રોહોછો, બાલાજી થયો સભાગી.પા.૮

## ભજન. ૧૫.

કૃપાળા રાયરણછોડજીરે રાજ કૃપાળા રાય
રણછોડજી એ રાગ.

પારસરામજીની વાણુમાંરે, સહુ પારસરામજીની વાણુમાં. ટેક.
પારસરામજીની વાણુમાંચીતડું, થાયછે સહુની સવાણુમાંરે.સ.

પારસરામજી સહુ જન સેવો,જો રહી જાવો કો અજાણમાંરે.સ.૨
પારસરામજીની વાણુ પ્રભુની, થઈ ગઈ સહુની જાણુમાંરે. સ.૩
પારસરામજીની વાણી રૂદેમાં, રાખીએ મુખની પ્રમાણુમાંરે. સ.૪
પારસરામજી પુરણ જાણીએ, નીચ બુધ મનમાં ન આણુમાંરે. સ.૫
પારસરામજીના ગાયે બાલો વહાલો, તેતો રહે અમૃત ખાંણુમાંરે.સ.૬

## ભજન. ૧૬.

હરી ગુરૂ સંતન સાજનેરે, ચાલો દરશણ
જૈયે મહારાજને. ટેક.
દરશણ જઈયેને વાણીરે લઈયે,
કહીયે મુખે રામ રાજનેરે. ચાલો. ૧
હરી ઇચ્છાથી સંત સેવારે કરીયે,
મુકી સરવ કામ કાજનેરે, ચાલો. ૨
આજે ગુરૂ સંતનની શેવા,
કરીયે મુકી સહુ દાજનેરે, ચાલો. ૩
વાણી જીર્ણા કરીયે સહુ મુખે,
અમૃત ભજન કરે ગાજીનેરે, ચાલો. ૪
ગુરૂ સંત મહારાજ પારસરામજીની,
શેવા કરો સદા જનોરે, ચાલો. ૫
બાલાજી કહે સીતા માતા પ્રતાપે,
દુરગુણને દુર તજીનેરે, ચાલો. ૬

## પ્રથમાક્ષર. અંતરાત્મક ગુરૂ નમસ્કાર.

પામુ પ્રેમમ પ્રસાદ પૂર્ણું પ્રસરી. ગુપ્તાર્થ વાણી કરી;
રક્તાંગી રમણીય રામ રસમાં, રૂપે રૂદે સંચરી.

સત્સંગે અતી સર્વ કર્મ કરવા, માગી કૃપા આપની;
રાખ્યા સર્વ સનેહી માળ ગ્રહીને, હાસ્યે સદા રામની.
મધ્ય:સધ સુપધ આપ પ્રભુ છો, રાજી રહો આ સમા;
જીવોછે જન અલ્પ બુધી સઘળા, જન્મો થકી જક્તમાં.
બાળક બુધ અશુધ વાંણુ કરીને, લાગી ગુરૂ પાયને;
ભાખીને કરૂ વીનતી કરો ક્ષમા, ઇછા કરો દાસને.
સાષ્ટાંગે કરીયે પ્રણામ તમને, માગુ ક્ષમા ઘો મુને;
બુધી અલ્પ હમારી રામ શરણે. રાખો સદા આ સમે.
જાણુ કાંઈ ન હ્રુસ્વ દીર્ઘ પદને, દાસો તણો દાસછું;
માત્રા ભેદ અગાધછે વળી બહુ, હાવાં દયા માગુછું.
પાવો પ્રેમ પ્રસાદ આજે મુખમાં, રાખી સદા રામને;
રત્નો તુલ્ય અમુલ્ય વાંણુ મુખમાં, ભાગે સદા ઠામને.
સધઃસંત અનંત આપ પ્રભુછો, નિત્યે જપુ ધામને;
રામંરામજી નિત્ય વંદન કરી, બાલો સ્મરે નામને.

દુહા.

બાળક બુધી બાળમાં, લાગે સહુને પાય;
ભાખે વાંણી ભજનમાં, ઇશ્વરનીજ કૃપાય.
ભવમાં ભજસે સર્વદા, ગણુશે ગુણુ અપાર;
વાણી સંત સમાગમે, નમવુજી વદી સાર.
હરનીશ રામ સદા જપે, જીવન મુક્તી થાય;
રીતી પ્રીતી સદગુણે, ગુણીજનના ગુણ ગાય.
ઇશ્વર સાનીધ્ય સર્વદા, બે કરજોડી ગાય;
છાયા રાખે રામની, નમન કરેછે સદાય.

૧ ૯ ૪ ૭
સંવત ભુ નવનિધ્યમાં, વેદ રત્નાગર માહે.
માગસર વદી ૧૧
માસ દ્વિતીય કૃષ્ણ પક્ષમાં, રૂદ્રતીથી વળીજાહ.
મંગળ મંગળ વારમાં, કીધું પૂર્ણ પ્રકાશ.
બાલાજીયે ભાખીયો, છે સહુ દાસને દાસ.
શેવક શીવ શક્તી તણો. અમદાવાદમાં વાસ.
નાગર બ્રાહ્મણ વડનગરો, આરાસુરીનો દાસ.
સીતાપતી વંદન કરી, લક્ષ્મીવરછે મંન.
વક્રતુંડ શેવન કરે, બાનું અર્ધ દે તંન.
પંચદેવ સ્તુતી રૂદે, સ્મરે છે રજની દીન.
પારસરામ પધારીયા, તેમાં થયો પ્રવીન.
ગુરૂ કૃપાની મહેરથી, સ્તુતી કરી મમ કાજ.
બાલો દાસનો દાસ છે, કૃપા કરો મહારાજ.

**સંપૂર્ણમસ્તુ.**

**શ્રી સંતમહારાજાર્પણમસ્તુ.**

---

## ગુરૂ મંગળશંકરાષ્ટક પ્રારંભ:

### ભુજંગી.

ગુરૂ મંગળં શંકરં શુભ કારી, દયા નિધ્ય વિદ્યા છે અત્યંત કારી;
ધરે ધ્યાન વિદ્યા અતી શિશ્ય લેવા, ગુરૂ જ્ઞાન આપો કરૂ નિત્યશેવા. ૧
ગણેશાધિ શ્રીમંગળં રૂપ ધારી, કૃપાસિંધુ તારો હરો કષ્ટ ભારી;
શિવ મંગળ દેવ દેવાધિ દેવા, ગુરૂ જ્ઞાન આપો કરૂ નિત્ય શેવા. ૨
મુખ વાણી આપો શિર હસ્ત થાપો, કૃપા દષ્ટિયે દુ:ખ અત્યંત કાપો;
ગુરૂ શેવના શિવની મંન લેવા, ગુરૂ જ્ઞાન આપો કરૂ નિત્ય શેવા. ૩

એક આશરો જીવને શિવ તારો, હર મંગળ શુભ કામે છે સારો;
અતી સુખ આપો કૃપાનાથ દેવા, ગુરૂ જ્ઞાન આપો કરૂ નિત્યશેવા.૪
કરૂ કલ્પના જીભમાં આપો વાણી,ગુરૂ શિશ્યને રાખીયે છોરૂ જાણી;
શિર હસ્ત સ્થાપો શ્રીજી વાસુદેવા,ગુરૂ જ્ઞાન આપો કરૂ નિત્ય શેવા.૫
ગુરૂ જ્ઞાન વૈરાગમાં છો અગાધ, કરે કલ્પના શિશ્યો રેવાને પાસ;
ધન આપો આ દેહને સુખ લેવા,ગુરૂ જ્ઞાન આપો કરૂ નિત્યશેવા.૬
સંસારમાં સર્વને ગુણ આપો, રૂદે ધ્યાન રાખુ મહા કષ્ટ કાપો;
ઉત્સાહ સાથે અતી ઘોજ શેવા, ગુરૂ જ્ઞાન આપો કરૂ નિત્યશેવા.૭
ગુરૂ બ્રહ્મ વેદાદિ આ મુખ ગાજે,કર્યા શિશ્ય અત્યંત આ દેહ છાજે;
કરે સ્તુત્ય બાલાજી વિધાજ લેવા,ગુરૂ જ્ઞાન આપો કરૂ નિત્ય શેવા.૮
ગુરૂ સ્તુત્ય હું આ કરૂ નિત્ય પાઠ,ભણું આણી ઉલ્લાસથી શ્લોક આઠ;
ગુરૂ મંગળશંકરં મૃત મેવા, ગુરૂ જ્ઞાન આપો કરૂં નિત્ય શેવા. ૯

## ગુરૂ કૈલાશ વાશસ્ય.

### રાગ કાફી.

મંગળ રૂપ ધારીરે, મંગળીક થયા પોતે;
કૈલાશે પધાર્યારે, અરૂણની દેખી જોતે. ટેક.
મંગળ રૂપે મંગળીક કરીયા, શંકર શ્રીની પાસ;
દયા આવી જ્યારે શેવક ઉપર, શ્રીની રાખી આશ;
કીપા કીધી સારીરે, દીઠા સહુયે રણ પોતે. મંગળ. ૧
શ્રીજીના જ્યારે ગણુજ આવ્યા, હાજર થયા ગુરૂ આપ;
કૈલાશ જવાની વેળા થઈ ત્યારે, કરી ગયા મન જાપ;
અંન ઉદર ભરીનેરે, વિમાન બેશી ચાલ્યા પોતે.મંગળ.૨
માયા મમતા મુકી ચાલ્યા, સંસાર મુકયો આ દેહ;
જીવ શિવ રૂપ થઈ ચાલ્યો, પરીબ્રહ્મ જ્યા જેહ;

બેઠા જઇ પોતેરે, શ્રીચક્ર હથીયાર સાથે. મંગળ. ૩
સંવત ઓગણીત્રિસાની સાલમાં, રૂડો ફાગણમાસ;
અષ્ટમી રૂડી દીસે પ્રભાતે, ગુરૂ ગયા શ્રીઆવાસ;
બાલાજીને ગુરૂપેરે, કરૂણા કરી રાતે. મંગળ. ૪

દોહરા.

ફુલ ચંદન મંડળ અને, દીપી કીર્ત્તિ પ્રકાસ;
સુપુત્ર ગોવીંદ દેવના, *ધન મંગળશંકર પાસ. ૧
વેદ [1]સ્માર્ત્ત વ્યાપારમાં, [2]વિદ્યા હતી ઉર વાસ;
સુર દેશ ઉત્કર્ષમાં, ધન મંગળશંકર પાસ. ૨
શ્રીમંતો અધિકારીઓ, વિદ્વજન ચોપાસ;
દેશ વિદેશે મીત્ર બહુ, ધન મંગળશંકર પાસ. ૩
વધ્યા જાય સીમંત પણ, શ્રીમદનો હતો ભાસ;
નમ્ર દીસે તરવર પેઠે, ધન મંગળશંકર પાસ. ૪
શિષ્યો વિદ્યા ગુણ લહે, રસાનુભવ હર દાસ;
વિદ્યા વત્સલ સન મિત્રને, ધન મંગળશંકર પાસ. ૫
ધાન્યધન પશુ પુત્રને, સત્ય વત્સળ વાસ;
શ્રીપાયે વળગી રહ્યો, શિષ્ય મંગળશંકર દાસ. ૬
ત્રિવિધ તાપથી મુક્ત તે, વળગેથી અઘ નાશ;
સદા આનંદ બાલો વદે, રહી મંગળશંકર પાસ. ૭
ગુરૂ મંગળશંકર હતા, અમદાવાદમાં વાસ;
પ્રાતસકાળે પધારીયા, શ્રીસુત શિવ કૈલાશ. ૮

ઈતિ ગુરૂ સ્તુતિ સંપૂર્ણ.

---

*વિદ્યારૂપી સરવે ધન. ૧ સ્માર્ત્ત અગ્નીહોત્રી હતા.
૨ વિદ્યા દશ મહા વિદ્યા શ્રૌતસ્માર્ત્તકર્માનુષ્ટાની.